'વન્દે માતરમ્'

# રાષ્ટ્રીય ગરબાવળિ.

---

પ્રાણ પ્રાણેરે, પ્રાણ પ્રાણે, ભરી સ્વદેશભાવ.
સહુ રાષ્ટ્રગાન ગાવા, ઘડીક આવજો રે લોક

સંગ્રહકર્તા

નટવરલાલ વીમાવાળા

પ્રગટકર્તા

ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮૦ કેળાંપીઠ—સુરત.

---

આવૃત્તિ પહેલી ] [ પ્રત ૧૮૮૦

---

કિંમત ૦—૧—૬

## બે બોલ

ગુજરાતમાં રાષ્ટ્રીય ભાવનાનો જે નવો યુગ મંડાયો છે, તેની પ્રતિમા રૂપે ઘણુંયે રાષ્ટ્રીય કાવ્યો રચાયાં છે. પરંતુ ગુજરાતના કાવ્યશોખનું વિશિષ્ટ લક્ષણ—જે અન્ય પ્રાંતોમાં નજરે નથી પડતું તે—ગરબાનો ઉપયોગ તો સ્વરાજનું કીર્તન કરવામાં ઝાઝો નથી થયો. છતાંયે એ દિશામાં પ્રયત્ન નથી થયા એમ નથી. ગુજરાતનાં સ્ત્રી જનોમાં રાષ્ટ્રપ્રેમ પ્રેરવા ગરબાનું સાધન બહુ ઉપયોગી છે એમાં શક નથી. અને એ સાધનનો પૂરો લાભ મળે એટલા ખાતર, તેમજ રાષ્ટ્રીય કન્યાશાળાઓની એક જરૂરિયાત પૂરાય એ ઈરાદાથી છુટાછવાયા રાષ્ટ્રીય ગરબાઓનો આ સંગ્રહ ગુજરાતને ચરણે ધર્યો છે. એમાં ત્રુટિઓ તો હશેજ; છતાં, આશા છે કે પ્રથમ પ્રયત્ન માની લઈ ગુજરાત તેની યોગ્ય કદર કરશે. વિદ્વજ્જનોને આ સંગ્રહની ખામીઓ દર્શાવવા ખાસ અરજ છે, જેથી બીજી આવૃત્તિ વખતે તેમની સૂચનાઓનો ઉપયોગ થઈ શકે.

ફાલ્ગુન શુક્લ પક્ષીય તૃતિયા ૧૯૭૮

સંગ્રહ કર્તા.

# રાષ્ટ્રીય ગરબાવળિ.

## ગુણવંતી ગુજરાત.

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત;
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત!
મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝુકી રહ્યાં અમ શિશ;
માત મીઠી તુજ ચરણ પડીને માંગીએ શુભ આશિષ !
અમારી ગુણવંતી ગુજરાત !

મીઠી મનોહર વાડી આ તારી નંદનવનશી અમોલ;
રસફૂલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ !
અમારી ગુણવંતી ગુજરાત !

સત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત !
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત !
અમારી ગુણવંતી ગુજરાત !

ઊંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય
દેશ વિદેશ અહોનિશ અંતર એકજ તારી છાંય
અમારી ગુણવંતી ગુજરાત !

રમ્ય સરિતા રસભર અમીઝરણાં રત્નાકર ભરપૂર
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝૂમી માત ! રમે અમ ઉર !

અમારી ગુણવંતી ગુજરાત !

હિંદુ, મુસલમીન, પારસી, સર્વે, માત! અમે તુજ બાળ
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ!
અમારી ગુણવંતી ગુજરાત!
ઉર પ્રભાત સમાં અજવાળી, ટાળી દો અંધાર!
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જયજયકાર!
અમારી ગુણવંતી ગુજરાત!
નમીએ નમીએ માત, અમારી ગુણવંતી ગુજરાત!

શ્રી અરદેશર ખબરદાર.

---

ગુર્જરી કોણ કહે કંગાલ?

ગુર્જરી કોણ કહે કંગાલ?
માત મુજ મીઠી દિલ દરિયાવ! ગુર્જરી.
મીઠી મનોહર વાણી તારી, ઉર ઉરમાં ગુંજાય
રણકારો રૂપેરી ઘંટડી શો મા! તારો થાય!
માત મુજ મીઠી દિલદરિયાવ—ગુર્જરી
અમારાં ભાગ્ય હીણાં છે આજ
અપરમા કરતી ઘરમાં રાજ
વિના અપરાધ તજાવી માત
બાળકો કોટી દેતાં શાપ;
અવનિપટ પર શું અમ સરખા છે નિરભાગી લોક?
માત સગી સમ પારકી શું કહિ પૂરશે ઉરના કોડ?
હાય! મુજ ઉર કૈં કૈં થઈ જાય
હૃદયસર મારૂં આ ડહોળાય —ગુર્જરી.

હવે જન પામર વગર વિચાર
કહે છો 'શું' શા પૈસા ચાર'
અમોને તેની શું દરકાર?
અમારે મન તું હૈયા–હાર
ઓછી અધુરી જેવી તેવી, પણ મા તે તો માત.
કોણ તજે નગુણા વિણ જગમાં રંક છતાં નિજ માત?
ઉજળાં જગજૂનાં તુજ કૂળ
વડી માનાં ભંડાર અખુટ
ભકત નરસિંહ તણી તું માત
ભકિતરસથી ભિંજવિયાં ગાત્ર
મીરાંયે ઉતરી તારે દ્વાર
અખો ને ભોજલ અન્ય અપાર
દયો ને પ્રેમાનંદ મહાન
માત તુજ સાચાં એ સંતાન
કરી સમૃદ્ધ તને સુરસાળ
સજાવ્યા નાનાવિધ શણગાર
"અંગે અંગ પૂરૂં આભૂષણથી શરમાતી માત
ત્યાં વિણ પાઘડી શિર ધરૂં નહિ જો હું સૂત સજાત"
ધન્ય એ માતૃભકિતને ધન્ય
ધન્ય એ પ્રેમાનંદ અનન્ય —ગુ. કં.
નવા ને જૂના યુગનાં પૂલ
ઉભા એ પુત્રો તુજ અણમૂલ
ઘુમ્યા એ સર્વ ક્ષેત્રને કુંજ
પજ્યાં જે અંગ હતાંજ અપૂજ્ય

સભારંજની આની દલપત ડહાપણુનો ભંડાર
પ્રેમભકિત દેશાભિમાને નર્મદનો પૂર બ્હાર
ધન્ય ! નર્મદ એ ધન્ય સુધીર
માતને ખોળે મૂકયું શિર —ગુર્જરી.

મણિને ગોવર્ધન સમ્રાટ
હરિ નારાયણુ સાધુરાજ
કલાપી કેશવ દોલતરામ
બાલ રણુજીતજ ઈચ્છારામ
એ સહુ તારા પુત્ર પનોતા તું સેવી દિનરાત
ને સેવે લોકોત્તર ગાંધી અનન્ય ભાવથી આજ
અરે એ ઓજસૂનો અંબાર
ભરંતો મા ! તારા ભંડાર
ગજવશે જગમાં જયજયકાર
ગુર્જરી કોણુ કહે કંગાલ ?

શ્રી કલ્યાણુજી વિ. મ્હેતા

---

માટી ભરતભૂમિ

માટી ભરતભૂમિ !
રૂપાળી, રઢીયાળી, યશાળી, સુશીલ, પુનિત,
તારા ચરણ ચુમી,
આનંદે વંદુ જય જય હરદમ નિત્ય ! માટી
દુનિયામાં દેશ અનેકજ છે;
સૌ સૌમાં કાંક વિશેષજ છે !
પણ તું તો અલૌકિક એકજ છે !
માટી ભરતભૂમિ—

કોણ આવે હિમાલયની હારે ?
કોહીનૂરે અન્ય હીરા હારે,
વણુશેલડી સરસ સાકર ક્યાંરે ?
મારી ભરતભૂમિ—

શી ફળદ્રુપતા સ્થળ સ્થળ સોહે
નવરંગી રમણી મનડાં મોહે
જાણે વાડી વિશ્વંભરની હોએ
મારી ભરતભૂમિ—

સ્ત્રીઓ પણ અબળા જે બાકી,
તેણે દેશભક્તિ સબળા દાખી;
ઇતિહાસજ છે એનો સાખી,
મારી ભરતભૂમિ—

તારાં કાર્ય ત્યારે યવને ભાળ્યાં,
મહાશિલ નિર્મળ બુદ્ધિવાળાં;
અહા ! " દેવા કમાડે પડે નળાં "
મારી ભરતભૂમિ૦—

સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન્ય ભાગ્ય નવલનાં તું જન્મભૂમિ;
તારી ભક્તિ રગેરગ રહીજ ઘુમી,
મારી ભરતભૂમિ૦—

શ્રી. સ્વ. નવલરામ.

## અમારી ભૂમિનું અભિમાન

( રાગ બિભાસ તાલ દીપચંદી )

એ ભૂમિ અમારી, મૈયા અમારી,
કોણ અવર કહેશે નિજની ?
ન દેઉં ઉચરવા—એ ભૂમિ૦
એ સ્વદેશ માટે, કૌ રણુ ચઢે
ન ચાહું ઉગરવા—એ ભૂમિ૦
પરાધીન થઇ ટપલા સ્હેવા
ટાલ પડે શિર શરમ ભરી !
ભલું એથી મરવું—એ ભૂમિ૦
ગુલામ કાફર કાયર પદવી
હિન્દુ કાળા નામે ઠરી
ભલું એથી મરવું !—એ ભુમિ૦
શકે ન કાંઇ કરે એ બાળક
મરદ મૂછ મુખ હજુ ન ખીલી ? !
હા એ શાં મ્હેણાં—એ ભુમિ૦
વણછામાં ઉછર્યો તે ફાલે
ફૂળે બળેથી ઉકળી ?
હાયે શાં કહેણાં—એ ભુમિ૦
નથી રાંકડા નથી બાયલા,
નરે'વા નિત્ય દાસ ઞાજ્યા
કેમ ગાજી ન કહીયે ?—એ ભુમિ૦
છઉં સ્વધર્મ રંગી, સ્વકર્મ સંગી
સ્વદેશ જંગી પ્રેમે ભિંજ્યાં !
હરિ એકજ હઇએ—એ ભુમિ૦

શ્રી સ્વ. હ હ ધ્રુવ

## ભારતી સ્ત્રી-ગીત.

(ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ-એ રાગ)

ગરબે રમવા સાહેલી સંચરો રે લોલ
ભારતીમંદિર ચારૂ ચોક, પ્રીતિથી ફરો રે લોલ
આવો બ્હેની ! ગીત રંગ રેલીએરે લોલ-ટેક

દેશ વાડી નવ પલ્લવે ભરી રે લોલ
કુંજ કુંજ ધારી પુષ્પપુંજ, વૃક્ષ વલ્લરી રે લોલ
આવો બ્હેની ! જનની-ગાન ગાઈએરે લોલ—ગરબે

ભાગીરથી, ગોદાવરી, બ્રહ્મપુત્ર શુભ તીર;
રમે સિંધુ કાવેરી જ્યાં, રમ્ય નર્મદા તીર
ગુર્જરી બંગસુંદરી મળી રે લોલ
કાશ્મિરી, દ્રાવીડી, મહારાષ્ટ્રી રજપૂતાણીઓ રે
આવો બ્હેની ! ઐકયતાન ગાઈએ રે લોલ—ગરબે

હિમાલય શિરસમ ઉંચી, નિર્મલ એ મન આશ.
ભિન્ન અતિ રીતિ તદપિ રહો, એક ઉર અમ વાસ.
લાવો-લાવો હૃદયપાત્રમાં ધરી રે લોલ
મંગળ પ્રીતે અર્ધ્ય, ભક્તિ આત્મસુવાસે ભરી રે
આવો બ્હેની ! માતૃભૂમિ પૂજીયેરે લોલ-ગરબે

શ્રી સુમન્ત.

---

## જનની સેવન.

જનની સેવનનો મધુમધુરો[1] અવસર ક્યાં મળે રે?
અવસર ક્યાં મળે રે, જગ જીવ્યું ફળે રે?
નવનિધ લાડે નિશદિન ઝુલવે,
ઉરહીર[2] પાતી હૈયે હુલવે
અલ્પ સાટું પણ અમિત[3] ભારનું ક્યાં મળે રે? જનની.
પ્રભુપદ ગૌરવ વદને મલકે.
મંજુલ મોહક અન્તર ઝલકે.
નવનવ સાજ[4] શીખ[5]દે સાને[6] પળે પળે રે? જનની
ઉત્તમ શોણિત[7] જનની કાજે
રેલાયે શું વધુ કે'વાશે?
કિસ્મત્ ક્યાંથી ભારતી હિત કાયા ઢળે રે? જનની.

શ્રી વસંતવિનોદી

---

## પૂજન.

પ્રીતે પૂજન કરીએ
મળી પંચરંગ નરવીર, પ્રીતે પૂજન કરીએ.
દિવ્ય હિન્દદેવી મન્દિર પ્રીતે પૂજન કરીએ.
અરૂણોદયના ઉજ્જવલ કિરણ છંટાતાં ભર નૂરરે
પ્રાતઃ સમયના પડઘા વાગે, ગાજે જયના સૂરઃ—પ્રીતે.
અમૃતમાં અંઘોળ કરીને, ઝીલતાં મૂશળ ધારરે
કેસરી વાઘા સજી આપણે, ગ્રહીએ પૂજન થાળઃ—પ્રીતે.

---

૧ મધ જેવો ૨ હૃદયનું સત્ત્વ-દૂધ, ૩ અસાધારણ, ૪ સાજ સજી, ૫ શીખામણ, ૬ સાન વડે, ૭ લોહી.

દેવ નમે દુદુંભિ બજાવે, બ્રહ્મનાદ સંભળાયરે:
અમરપૂરીથી અમૃત ઢળતાં, અભિષેક શો થાય!—પ્રીતે.
કેસર ચંદન અબીલ ગુલાલે લાલ લીલા નવરંગરે
અર્ચન પૂજન વન્દન કરીશું હિન્દી એકજ અંગ;—પ્રીતે.
નંદન વનનાં અણુમૂલ ફૂલડે, દેવી વધાવિશું આજરે
શિરપર શાશ્વત રવિશો ધરીશું સ્વરાજ્ય રૂપી તાજ:—પ્રીતે.

શ્રી કેશવ હ. શેઠ.

---

## ભારતી સ્તવન.

(રાગ ભૈરવી)

જનની જગદીશ્વરી;
મા ભવ્ય ઝલકભરી મા દિવ્ય હુલકભરી— જનની.
મા તુજ જયજયનાદઘોષ જો, દિગંત ગર્જે છે;
પડે ગગન મંડળ પડછંદા, ધરણી ધ્રૂજે છે. જનની.
અંતરિક્ષ સહુ દેવો આવ્યા, ચઢી વિમાન પરે;
પુષ્પ વૃષ્ટિ વરસાવે તુજ પર, જય જય જય ઉચ્ચરે. જનની.
ગાંધર્વો ગુણગાન કરે મા, દિવ્ય વાદ્ય વાગે;
અમર અંગના કુસુમમાળ લઇ ઉભી અનુરાગે. જનની.
ઇંદ્ર ઉભો ઉતારે આરતિ, નારદ નૃત્ય કરે;
વિણા વગાડે સરસ્વતી મા, અનહદ સૂર ભરે. જનની.
બ્રહ્મા વેદની ધૂન મચાવે, પ્રેમ શૌર્ય-પ્રિછવે,
હરિહર મંગળ આશિષ દે મા, સંપ નીતિ શિખવે. જનની.
તુજને રસવતી ફલવતી કરવા, સ્મિત હાસ્યે ભરવા;
દુઃખ હરવા સુખ કરવા દેવો, લાગ્યા અવતરવા. જનની.

હવે તવ હૃદયે હર્ષ છલોછલ, અતિશય ઉભરાશે;
અનનુભૂત ઉર શાંતિ ઉપજશે, વાદળ વેરાશે. જનની.
હિંદુ મુસલમાં ખ્રિસ્તી પારસી, ઐક્યગ્રંથી ગૂંથશે;
વિશ્વ પ્રેમીઓ ઘર ઘર વિશ્વે, રવિસમ ઝળહળશે. જનની.

શ્રી લવજી કવિ.

---

ભારતી પૂજા.

( ગિરધારીરે, વાત કહું તે વિચારો )

ભારત મારે !
પ્રેમે પૂજન તુજ કરિયે
વળી સેવા તુજ આદરિયે—ભારત મા
મા સેવા તુજ પાવનકારીરે,
સહુ સંકટને હરનારીરે
વળી ભક્તિ હૃદય ભરનારી રે—ભારત.
તારી સેવાનાં રૂપ ન્યારાં,
સ્વદેશીમાં ને રેંટીયે સમાયાંરે
વળી દેશપ્રીતિમાં મનાયાં રે—ભારત.
અમે આજ પ્રતિજ્ઞા કરીશું રે,
બસ વસ્તુ સ્વદેશી વાપરીશું રે
એવી રીતે સેવા આદરીશું રે—ભારત.

શ્રી નટવરલાલ વીમાવાળા.

---

## ભારતનાં યશોગાન

ભગિની ! ભાવે આજે ભેળાં મળીને આપણે રે !
કરીએ હિંદ-માતનાં પ્રેમથકી ગુણ-ગાન;
ચૂમીને પુનિત જનની કેરાં શિવદ-ચર્ણને રે !-ટેક.

સાખીઃ

નંદન-વન અવનિમહિં, કલ્પ-વૃક્ષસમ માવ,
ધેનુ કામ-દુધા બની, પૂરે મનના ભાવ.
માતઃ ! સર્વ પ્રજાઓ આકર્ષાઇ તે થકી રે !
આવે લેવા ત્હારૂં પવિત્ર સુખદ શર્ણ !
ભગિની !૦—૧.

સાખીઃ

ધર્મ—ધરિત્રી માવડી ! કરૂણાનો અંબાર,
ઝરણાં ઝરતાં સ્નેહનાં ત્હારે હૃદયાગાર.
માતા ! પુનિત ભાવે પુત્રસમા ધરી ભાવને રે !
પૂરતી સર્વ કોઇના મન-માનીતા ભાવ !
ભગિની ! ૦-૨.

સાખીઃ

કૃષ્ણ, રામ, ગૌતમસમા, ભાર્ગવ ને વામન;
અવતારો બહુ અવતર્યો જનની ! આ તવ તન.
મુનિ વ્યાસ, પરાશર, મનુ અને શુકદેવજી રે !
આદિ જન્મ્યા જયાંથી નમીએ ધારી પ્રેમ !
ભગિની !૦-૩.

સાખીઃ

સાવિત્રી, તારા, સીતા, દ્રૌપદી, નૈષધ-વામ;
અનસૂયા, મંદોદરી, પ્રાતઃસ્મરણીય નામ.

ગાર્ગી બ્રહ્મચારિણી, સતીઓનું સુખધામ જે રે!
માતા! દીધો આવી પુનિત નારને જન્મ!
ભગિની!૦-૪

સાખીઃ

પવિત્ર ને પુરુષદ વળી, શ્રુતિ સ્મૃતિનાં વેણ;
મહાભારત ને ભાગવત, ઉપનિષદ્-દર્શન.
એવા સત્ય સનાતન ધર્મતણા સિદ્ધાંતને રે!
શીખી, વર્તી તરીએ પ્રેમે આ ભવ-સિંધ!
ભગિની!-૫.૦

સાખીઃ

દેવ-ભૂમિ તુજને ગણે, દુનિઆમાં સહુ કોઇ;
લેવા ઈશ્વર તાહરે, જન્મ, ભાવના હોય.
એવી તીર્થ-સ્વરૂપા પવિત્ર ભારત માત! તું રે!
માની અહોભાગ્ય ને કરીએ ત્હારી સેવ!
ભગિની!૦-૬.

શ્રી 'મણિ-મંડન'

---

દેશનો રત્નભંડાર.

ભજું મારી ભરત ભૂમિ.
ઝળહળતી જ્યોતિ સમાન; ભજું મારી ભરતભૂમિ.
સોહે શશિ રવિ સમ સંતાન, ભજું મારી ભરતભૂમિ.
નિર્ભય જયટંકાર ગજવતા શુદ્ધ સન્તાન વીર રે-
સત્યાગ્રહી સમશેર ગ્રહી ગુર્જર ગાંધી ગંભીર રે-ભજું

તાજહીણા રાજાને નામે ફિરોજશા મશહૂર રે
સ્થાન સવાયું ઝીલ્યુ ઝીણાએ મુંબાઇ છે મગરૂર રે-ભજુ
શિવાજીના વંશજ દક્ષિણે, રાનાડે રખવાળ રે
ગુરૂ-શિષ્યના અંશે તપતા, તિલક કેશરી બાળ- ભજુ
પંજાએ પયગંબર સરખા લાલા લજપતરાય રે
મદ્રાસે મન મોહક મૈયા બિસંટ વ્હારે ધાય રે- ભજુ
વન ગૂહા ગઢ ભેદક ગર્જન સિંહ સમોવડ શૂર રે
બંગાળે બેનરજી ઠાકુર બાબુ કુટુમ્બ ભરપૂર- ભજુ
આયરને માલવિયા તાતા બોઝ જદુ સરકાર રે
હક, અલિ, નેહુ, નભતારક વેરે તેજ અપાર:- ભજુ
લોક માન્યને દેશદીપક બહુ સત્યાગ્રહી ભૂમિભકત રે
એમ હિત અરથે ભરતભૂમિ ! તેં અર્પ્યાં અમુલખ રત્ન-ભજુ

શ્રી કેશવ હ. શેઠ.

---

## નવીન વર્ષનો સંકલ્પ

( આજ શ્યામ મોહે લીની બાંસરી બજાય કે—એ રાહ )

આજ રમ્ય નવીન વર્ષ દિવસ, પ્રિય સુહાવે રે,
હિન્દ--બાળ થાળ હૃદય મોતી ભરી વધાવે,—આજ.
જાગ્રત ! સહુ આર્યવીર
ત્યજો ગાઢ ગ્લાનિ તિમિર
દેશ-ઉદય કાજ આજ, ત્વરિત-સજ્જ થાઓ રે-આજ.
વિશ્વમહા પ્રજા મહીં
નહિંદ-માત કેરૂં સ્થાન,
પ્રાપ્ત થાય પદ સમાન,એ સુલક્ષ્ય ધારો રે-આજ.

શ્રી સરસ્વતી પ્રચાર,
કરી સમગ્ર દેશ માંય.
પુત્ર ધર્મ ધારી હૃદય માતને ઉદ્ધારો રે—આજ.
અખિલ વિમળ હિંદ હૃદય
ઐક્ય વાદ્ય વાજે મધુર
દ્વેષ, કલેશ કરીને દૂર, બંધુતા વધારો રે—આજ.
માતૃભૂમિ પુનિત ચરણ
અર્પનાર સકલ જીવન
ધીરરે અડગ નૃસિંહ વીર પ્રગટ થાઓરે—આજ.
ધસો ધારી ઐક્ય અભય
અસ્ત્ર, તેજ, તીક્ષ્ણ, સબળ
વિખરી, સર્વ વિઘ્ન વિજય, થાશો રે—આજ.

શ્રી ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ.

---

## મહાત્મા ગાંધીજીને ચરણે !

વિશ્વ વિમોહન મોહન ! ત્હેં જગમાં બધે
સત્યાગ્રહથી અમર કર્યું નિજ નામ જો ! ૧
કર્મયોગની સરસ સમાધિ સાધીને,
સ્વાર્થત્યાગના કીધા પ્રાણાયામ જો ! ૨
કમર કસી નિજ બાંધી જન હિત કારણે,
ગાંધી ! કીધાં અનેક ઉજ્જવલ કામ જો ૩
કાર્યશક્તિનું મહિમ્ન જગને શીખવી,
ભર નિદ્રાથી જગાવ્યું હિંદુસ્થાન જો ! ૪

લાડકવાયા બાપા ભારત માતના,
    ગવાય જગજનમુખ આજે તુજ નામજો! ૫
સાદું જીવન ને મનન ઉંચું રાખી સદા,
    સ્વદેશ માટે સહ્યું અતિ અપમાન જો! ૬
परोपकाराय सतां बिभूतयः તણું,
    પૂર્ણ કરાવ્યું અમને વીરા! ભાન જો! ૭
દુનિયાના બેલી! વેઠી સઉ સંકટો
    નિજ કર્તવ્યે રાખી પૂરણુ હામ જો! ૮
રાષ્ટ્રજીવનના પઢવ્યા મોંઘા પાઠને,
    હિંદ તણું કીધું વિશ્વે સન્માન જો! ૯
બાંહ્ય ધરી તેં બાંધવ દીનજનો તણી,
    એકલશૂરે દીધું દયાનું દાન જો! ૧૦
મોહન! મોહ ન રાખ્યો તેં નિજ સ્વાર્થમાં,
    કૃષ્ણ તણા અવતાર! લ્હેનેય પ્રણામ જો! ૧૧
કર્મવીર! તુજ હીર સદા દીપાવજે,
    ગાય 'પ્રભાસ્કર' ગુણિયલ તુજ ગુણગાન જો! ૧૨

શ્રી જનાર્દન પ્રભાસ્કર.

---

## વીર હાક એકવીસી.

હાક પડી વીર નર જાગજોરે, બની બહાદુર આવાર
ધરી શસ્ત્ર અસહકાર, રણનાં રણશિંગાં વાગીઆં.
સાબરમતીથી સૈન્ય નીસર્યું રે, બન્યા ગાંધી સરદાર
રેંટીઆ ઠામ ઠામ થાપીઆ, કાઢે સૂર અસહકાર—રણનાં.
ચક્ર સુદર્શન ફરી વળ્યું રે, ભલી ભારત મોઝાર.
દસે દિશ લાગી ડોલવા, કહે કરો અસહકાર—રણનાં

શૌકત મહમદ બે બંધવારે, ખરા મુસલીમ સરદાર.
ગાંધીજીના બન્યા ગોઠીઆ, ધર્યું શસ્ત્ર અસહકાર—રણનાં
ઉત્તરથી લાલા પધારીઆરે, કરી કીચલુનો સંગ.
નહેરૂએ અલ્હાબાદ ડોલાવીયું, કરી વકીલાત બંધ—રણનાં
બંગમાં દેશબંધુ જાગીયારે, કરી વૈભવનો ત્યાગ.
ગાંધીજીને કહેણુ મોકલ્યું; છઉં દેશનો હું દાસ—રણનાં
મદ્રાસમાં યાકુબ ઘુમતારે, જેને રાષત્રની સહાય.
જેલમાં જઇ પાવન થયા, નહિં માંગ્યો જેણે ન્યાય—રણનાં.
દકખણમાં કેળકર દેડતારે, જેની વાગે વીર હાક,
તિલક જતાં જે ડગ્યા નહિ, નહિ સરકારની ધાક—રણનાં.
દિલ્હીના મશહુર હકીમજીરે કર્યો નુસખો તૈયાર.
ગોળી બનાવી આપી દેશને, જેનું નામ અસહકાર—રણનાં.
દેવી સરોજીની મોખરે, જેનો કોયલનો કંઠ,
ભારતની નારીઓ જગાડતાં, જેણે રાખ્યો છે રંગ—રણનાં.
મોહમથી જે મોહમાંરે, કીધો નિદ્રાનો ત્યાગ.
એકે અવાજે આગળ થઇ, રાખી ભારતની લાજ—રણનાં.
ભાઇ ભરૂચા રંગ રાખીયોરે, કરી દેશનનો ત્યાગ.
પારસી પંચને જઇ મળ્યા, લીધો ગાંધીજીનો સાથ.—રણનાં.
રામ લક્ષ્મણની જોડલીરે, ખરા પંચના પટેલ
ઘુમી રહ્યા છે ગુજરાતમાં, કરી મૂકી રેલ છેલ.—રણનાં.
વામન ડોલાવે પંચમહાલનેરે, જુએ શાણી સરકાર
વેઠને લાત મારી કેઠથી, કર્યો પૂર્ણ અસહકાર.—રણનાં.
ખેડામાં ખેલતા અબ્બાસજીરે, બની બહાદુર જુવાન
ગિદવાણી આવ્યા ગુજરાતમાં, દેતા રાષ્ટ્ર તણું જ્ઞાન.—રણનાં.

કલ્યાણુ, દયાળ બે જોડીઆરે, જેને એદરૂસની સહાય.
ભારતમાં સુરત આગળ કર્યું, હવે થાશે જયકાર.—રણુનાં.
વરધામાં જમનાજી જાગીઆરે, જેને વેપારીનો સંગ.
રેંટીઓ પ્રેમથી વધાવીઓ, વિદેશી માલ કર્યો બંધ.—રણુનાં.
હુક સાહેબ હકતો રહ્યારે, બન્યા સાચા ફકીર.
ગંગાના તટપર જઈ વસ્યા, ધન્ય આવા જે વીર.—રણુનાં.
આબાલ વૃદ્ધ સૌ દેશનારે, ખેલે રેંટીઆના ખેલ.
સુતરના તાંતણા તાણતાં, સૌ હોંસે જાય જેલ.—રણુનાં.
મારો નહિ મરતાં શીખોરે, આવો ગાંધીજીના મંત્ર.
મંદિર ગણો તમો જેલને, તમો થશો સ્વતંત્ર.—રણુનાં.
દેશના બંધુ જાગજોરે, તજી આળસ તમામ.
આવો અવસર નહિ આવશે, રાખો ભારતનું નામ.—રણુનાં.

શ્રી ગોધરાકર.

---

## સૂતર કાંતોને

રાગ—( અલબેલી અંબામાત જોવાને જઈએ )

સૌ બ્હેનો ધરીને ઉમંગ, સૂતર કાંતોને
નિજ કરવા નિર્મળ અંગ, રેંટિયા રાખોને
સત્ય શિયળ સચવાશે જેથી, સુજે ન દુર્ગુણ એકરે,
વિદેશી વસ્ત્રો ત્યાગ કરો તમે, સમજી રૂડો વિવેક—સૂતર.
ફેશન તણી હવાએ ફુલ્યાં, ન રહ્યું પોતાનું ભાનરે,
નિર્લજતાનો આંક રહ્યો નહિ બન્યાં તે છેક નાદાન—સૂતર.
ઝીણાં વસ્ત્રોનો મોહ મટાડી, મનનો કરોને નિરોધરે,
હાથે સૂતર કાંતો પોતે, એવો ગાંધીજીનો બોધ—સૂતર.

માતાઓ જ્યારે મનથી સમજી, કરશે મદદ અપારરે;
દેશ તણો તવ ઉદ્ધાર થાશે, વદે મહાત્મા વારંવાર—સૂતર.
શકિત રૂપે થઇ ચક્ર ફેરવો, સુદર્શન શુભ નામરે,
સૂતર તાંતણે સ્વરાજ મેળવશો, ઉરમાં ધરીને હામ—સૂતર.
ગૃહસ્થોના ઘરનું એ રમકડું, સાધન ગરીબનું થાય,
લાભ સર્વને સરખો આપે, મર્યાદા સચવાય—સૂતર.
વિધવાઓએ અવશ્ય લેવું, રેંટિઆ--વ્રત નિરધારરે,
ધર્મ આખરે તો સચવાશે, તરશે આ સંસાર—સૂતર.
ચુલા વિના ઘરમાં નવ ચાલે, ત્યમ રેંટીઆ વિષે ગણાયરે,
હમેશાં તમે સૂતર કાંતો, દુઃખ દારિદ્ર દૂર થાય—સૂતર.
શું મહિમા કહું રેંટીઆનો હું, કહેતાં ના આવે પારરે;
અનુભવી જન સુખ એતો જાણે, જેની કીર્તિ ત્રિભુવન ગાય-સૂતર.

શ્રી ગોધરાકર.

---

## હિંદનો ઉદ્ધારનાર.

જાગ્યો સખિ! હિંદનો ઉદ્ધારનાર
દેશઘેલો ગાંધી ગુજરાતમાં.
આવી સખિ! ભારતના ભાગ્યની સ્હવાર
કિરણ કિરણ પ્રગટે પરભાતનાં
ભારતમાનાં બાલુડાં, કરતાં દુઃખ—પોકાર
અન્ન વસ્ત્ર વિણ ટળવળે દુઃખ ભરિયો સંસાર.
જાગ્યો સખિ! દુઃખ--પાશ દૂર કરનાર
દેશઘેલો ગાંધી ગુજરાતમાં.
પ્રેમ વડે દેહતણું કરતો જે દાન
વિશ્વપ્રેમી સંત ગાંધી મા'ત્મા

રાજા દુઃખ કરી પીડતો; વળી એનો વેપાર,
દુઃખ દૂર કરવા સૂચવ્યો, ચરખો તારણહાર;
આવે સખિ! સૂતરને તાંતણે સ્વરાજ
થાય દૂર દુઃખ સહુ જાતનાં
થાય હિન્દ માત વિશ્વકેરી સરતાજ
કિરણ કંઈ પ્રકાશે એ પ્રભા તણાં

શ્રી નટવરલાલ વીમાવાળા.

---

## વીર બાળાઓનો રાસ.

હાં........સહુ સાથમાં, ગુણ ગાઈએ હિન્દમાતાનાં.
સહુ ગાઈને, બજાવીને, જગાડિએ બન્ધુ આપણા.
....હાં....સહુ૦
કરો અસ્ત્ર શસ્ત્ર સજ્જ સહુ એ તણાંરે
લ્હડે બન્ધુ રણે આજ એ આપણા રે
ખચીત જીતે, લડે જો બન્ધુ પ્રીતે,
નાત જાત ભય મેલી, નિજ ધર્મકો ભૂલે નહિ,
તો વિજય દેવી વિજય માળા અરપે
બન્ધુ કંઠમાં....હાં....સહુ૦
બન્ધુ લ્હડશે રણમહીં, કરશું અંબાસેવ,
આત્મબળે એ જીતશે સ્વરાજ્ય તો તતખેવ
પછી ઉજાણી, કરો સખી સુજાણી,
દઈ માતનેવધામણી, ઉમંગ અતિ આણી,
દેશે આશિષો બાળને ....હાં....સહુ૦

શ્રી જયન્ત મહેતા.

## રણે વિદાય.

( રાગ–કાફી. )

હણુ હણુતો હય બારણે, વીરા ! પેંગડે પાય ધરોજી !
પેંગડે પાય ધરોજી. વીરા ! મુહૂર્ત સમો આ ખરોજી !–
આંખમાં અંજન, રણરસરંજન, ગુંજન યુદ્ધગીતોનાં,
વાંકી વાંકી પ્હેરી પાઘ પીળી આ, વિધશો નેણજ કોનાં ?
વીરા પેંગડે પાય ધરોજી ! ૧
તાણી તાણી આ મૂછ છે મરડી, કરડો રહ્યા હોઠ રાતા.
વારે વારે મુખ મારે ખુંખારા, ને તડપી રહ્યા પગ તાતા !
વીરા પેંગડે પાય ધરોજી ! ૨
દડબડ દડબડ દમભર દોડી, ખુબ ખૂંદો રણ ખાંતે.
ચહુ દિશ અસિ ચમકાવી બતાવો, શૂરપણું ક્ષણમાં તે !
.વીરા પેંગડે પાય ધરોજી ! ૩
વીરપિતાના વીર છૈયા તે ચૂકશે કયમ આ દહાડો ?
વીર રસે રણકુંજ ઘુમીને શિરના ફુલ ઉડાડો ?
વીરા પેંગડે પાય ધરોજી ! ૪
ભારત માત ઉભી ઉમરામાં આશિષ દે શુભ આજે !
હણુહણુતો હય વીર ! ચઢો આ, જય જય દુન્દુભિ વાજે !
વીરા પેંગડે પાય ધરોજી ! ૫

શ્રી ખબરદાર.

---

## સ્વદેશ ઉત્કર્ષ.

અહા ! જ્યાં અભયભર્યાં મન ખીલે,
અને જ્યાં ઉર્ધ્વજ્યોત શિર ઝીલે;
અહા ! જ્યાં જન કુટુમ્બ વિસ્તરે,

અને જ્યાં સત્ય મોતી મુખ સરે!
પિતા! એ સ્વતંત્રતાને સ્વર્ગ
પ્રભુ! હો મુજ સ્વદેશ ઉત્કર્ષ!
અહા! જ્યાં પૂર્ણોદય સહુ પુરે,
અને જ્યાં વિવેકસ નિર્ઝરે.
અહા! જ્યાં મન તુંનય વિચરે.
વિચારો, વિશાળ વર્તન ધરે.
પિતા! એ સ્વતંત્રતાને સ્વર્ગ,
પ્રભુ! હો જય સ્વદેશ ઉત્કર્ષ!

શ્રી ક્ષિત

---

## હમારાં જીવનસાધ્ય.

હમારા જીવનનાં પ્રિય સાધ્ય સનાતન હિન્દમાં રે
હમારા હિન્દમાંરે—હમારા જીવનનાં૦
પૂર્વ અને શુભ નવીન સંસ્કૃતિ
જીવન પોષક ઉભય સંગ્રહી
સંયોગ-જીવનમાં ઘોળી કરવી સુધારણારે
હમારા હિન્દમાંરે—હમારા જીવનનાં૦
સમાજને વ્યક્તિગત સેવા
ધર્મ્ય જીવન સંન્યાસ સાધના
દેશ બંધુની સેવા હિંદે એજ પ્રભુ ઉપાસનારે
હમારા હિંદમાંરે—હમારા જીવનનાં૦
સર્વ અર્પણે માતૃમોચના
એજ હિંદની જીવન સાધના

હોય હિંદુ મુસલમીન પારસી જાતનારે
હમારા હિંદમાંરે—હમારા જીવનનાં.
સ્વમાન--સ્વાશ્રય--સ્વતંત્રતાની
વિશ્વબંધુતા--સમાનતાની
વીર ગર્જના કરી હિંદમાં હિંદી જીવન જમાવવાંરે
હમારા હિંદમાંરે—હમારા જીવનનાં.
શ્રી કનુભાઇ દેશાઇ.

---

આમંત્રણ !

( ઓધા ! શિયાનેરે—એ ઢાળ )

હૃદય હૃદયેરે, હૃદય હૃદયે ધરી સ્વદેશ વ્હાલ,
ગાવા ઘડીક ગાન યશનાં સહુ આવજોરે લોલ.
ભવન ભવનેરે, ભવન ભવને, ફાલ્યો સ્વરાજ્ય ફાલ,
રૂડા ફાલની પ્રસાદિ જરાક લાવજોરે લોલ.
જે ભૂમિના તત્વથી, પોષાયા સહુ પ્રાણ,
જે ભૂમિના સત્વથી, પામ્યાં નવલાં જ્ઞાન.
વાવી સ્વમાનની વાડીઓ, હો સખિ શાણી !
ગુંજે સ્વતંત્રતાના નાદ, સૌ આવજો સખિ શાણી !
પ્રાણ પ્રાણેરે, પ્રાણ પ્રાણે, ભરી સ્વદેશ ભાવ,
સહુ માતૃગાન ગાવા ઘડીક આવજોરે લોલ.
જે ભૂમિના વસ્ત્રથી ઢંકાયે અમ અંગ,
જેના ઉપકારો અતુલ અમપર થયા નિઃશંક !
કરવા ઉદ્ધાર એ ભૂમિનો ઓ સાહેલી !
રચો ઘર ઘર સ્વરાજ્યનો યજ્ઞ હો શાણી સાહેલી-હદય
શ્રી સીતારામ શર્મા.

રાસ

( રાસડો )

મોહનમંત્રે જગાડી આલમ હિંદની રે લોલ.—ટેક.
વેણુ સત્યની વગાડી ગભીર નાદની જો— મોહન.
અખિલ ભારતમાં ભવ્યતાથી ભભકતી રે લોલ.
અસહકારમાં બતાવી ચાવી અભયની જો— મોહન.
વીર હાક તો વગાડી વિશ્વ વ્યાપતી રે લોલ.
ગર્જના ગજાવી સત્યસિંહનાદની જો— મોહન.
દીધી શુદ્ધ જીવનધર્મ તણી બાતમી રે લોલ.
ગાંધી-ધર્મ-દીક્ષા પૂર્ણ પરમ પાવની જો— મોહન.
જીવન સાદું, ઉંચાઈ તો વિચારની રે લોલ
તજી વૈભવ કળા સજી આચારની જો— મોહન.
અડગ પ્રહ્લાદ હિંદભકત ભાવતાં રે લોલ
ભડ ભગિરથ સ્વતંત્ર-ગંગ લાવતા જો— મોહન.
પૂર્ણ પ્રગટયો છે ભાણુ ભરતભોમનો રે લોલ
અસત્ય, અનીતિ, અન્યાય તણા હોમનો જો— મોહન.
હિંદ હૈયામાં હામ તો તમામ છે રે લોલ.
હિંદીવાન પુણ્યનામ મંહિ માન છે જો— મોહન.
ભાગ્યભાણુ તો ઉદે થયો છે ભારતી રે લોલ
જયાં ઉદે થાય શ્રી ગાંધી વીર મહારથી જો— મોહન.

શ્રી વિઠ્ઠલરાય આવસત્થી.

## સૂતરને તાંતણે.

અમે લઇશું આજ સ્વરાજ્ય
સૂતરને તાંતણે !
નહિ લેવા જઇએ રાજ્ય
અધમને બારણે !—અમે૦
એમ કરીશું સેવા સંઘની
છે સત્ય માર્ગ સ્વરાજ્ય
સૂતરને તાંતણે !—અમે૦
સહકાર કરી સહુ હિન્દીમાં
અમે લઇશું પૂર્ણ સ્વરાજ્ય
સૂતરને તાંતણે !—અમે૦
પ્રિય ધર્મયુદ્ધ આ હિન્દનું
અમે જીતીશું જ સ્વરાજ્ય
સૂતરને તાંતણે ! —અમે૦
કરી આત્મવિકાસ અનેકધા
ષટ્શક્તિઓ લઇ સાથ
સૂતરને તાંતણે !—અમે૦
હિન્દે અતિયોગ અન્યાયને
કરીશું અશસ્ત્ર અસહકાર
સૂતરને તાંતણે !—અમે૦
કરી આત્મશુદ્ધિ બળ પામીએ !
અમે જીતીશું જ સ્વરાજ્ય
સૂતરને તાંતણે !
અમે લઇશું આજ સ્વરાજ્ય
સૂતરને તાંતણે !—અમે૦

શ્રી કનુભાઇ દેશાઇ.

## સ્વદેશી.

અમે તો વસ્તુ વિદેશી વિસારી
ગણી છે સર્વ સ્વદેશી પ્યારી—અમે૦
મોંઘેરા અમ મુલ્ક તણી ધરણી રસકસ ઉભરાતી,
જાત ભાઇની ઝહેમતથી ઉપજેલ ચીજ સ્વીકારી—અમે૦
અંગ ઢાંકવું વિદેશી વસ્ત્રે વરવો લાગે ઢંગ,
ઘાટી પાતળી જન્મભૂમિની ખાદી શરીરે ધારી—અમે૦
રઢિયાળા સહુ દેશહુન્નરો ખીલવશું ભલિ ભાત,
રણવાળા એ સ્વતંત્રતાના મોહનમંત્ર પુકારી—અમે૦

શ્રી આબે હ્યાત.

---

## સ્વરાજનો ગરબો

લઇશું, લઇશું, લઇશુંરે, અમે હવે સ્વરાજ્ય લઇશું.
સ્વરાજ્યનો ઝુંડો ફરકાવી, મુકત ગુલામીથી થઇશું રે—અમે.
વિદેશી વસ્ત્રનું દહન કરીને, ખાદી અંગે ધરીશું રે—અમે.
મહાસભાની આજ્ઞામાં રહીને, કાયદાનો ભંગ કરીશું રે—અમે.
હસતાં હસતાં જેલમાં જઇશું. જેલને મહેલજ માનીશું રે—અમે.
કૃષ્ણજન્મનું સ્થાન છે સુંદર, અધિક આત્મબળ ધરીશું રે—અમે.
મરતાંયે નહિ મારીએ કોંને, અડગ સત્યાગ્રહી રહીશું રે—અમે.
સાચી શિખામણ ગાંધીજીની, અવિનાશી ઉર ધરીશું રે—અમે.

---

## હિન્દ–જાગૃતિ

સહુ બેનો આવો, હિન્દમાત ગુણો ગાઓ,
આજ ભેળી મળીને શુભ સ્થાનમાં.
માતૃ–ભક્તિ દીપે દેહદાનમાં
ભલી સેવા સ્વીકારી, માતૃ–બંધનો તજાવવા,
ગર્જે ગુણવંતો ગાંધી ગુજરાતમાં.

સાખી

દાસ, લાલને ન્હેરૂજી હોંશથી જેલે જાય
આત્મ વિભુતિ પ્રકાશથી, દેહ દિવ્ય ઝળકાય
શૌકત, મહમ્મદે માતને દિપાવી,
ગુલામી જીંદગી ક્ષાર સમી માની,
મ્હેલ માની જેલ, સારી આલમ જગાડી,
ત્યાગી, ત્યાગી ગુલામી બેડી ત્યાગી, સહુ૦

સાખી

સ્વયંનિર્ણય માગી રહ્યાં વિશ્વવિષે સહુ રાજ્ય,
હિન્દ તણા કર્મે સખી ! રહી એ મોટી આશ;
હિંદ–બાળે માતૃ કાજ સેવા સ્વીકારી,
તન, મનને દ્રવ્ય વડે આહુતિ આપી,
જાત, ભ્રાતૃ-પ્રેમ વડે ભિન્નતાને કાપી,
જાગી, જાગી, હિંદ પ્રજા જાગી. સહુ૦

શ્રી ભીખાભાઈ વ્યાસ

## હિંદનું ભાવિષ્ય

માજી હવે ઉજળી થાશે રાત, અંધારી આથમી રે લોલ,
જ્હાણુલાં વાશે થાશે પ્રભાત, દુઃખડાં જાયે શમી રે લોલ.
માજી તારા ઘાયલ પૂત સપૂત સૂતેલા જાગશે રે લોલ,
માજી થશે ઝાઝા ઝંપાપાંત જાતસુખ ત્યાગશે રે લોલ.
જાગશે દાન દયાના વીર ધીર વીર જાગશે રે લોલ,
જાગશે સાવજ ચિત્તા વાઘ કેસરી ત્રાડશે રે લોલ.
વરસશે સ્વાતિના[1] વરસાદ આકાશથી આવશે રે લોલ,
માજી એછીપે મૂલ મોંઘે મોતીડાં પાકશે રે લોલ.
જાગશે રામ વિનાનામાં રામ ગર્વ ગંજર[2] થશે રે લોલ,
જાગશે જાગશે જાદવચંદ્ર[3] અધમ ઉદ્ધારશે લોલ.
જાગશે કર્ણાર્જુન થઇ એક ધનુર્વેદ ધારશે રે લોલ,
જાગશે ભીમ અને ભડ ભીષ્મ લીધાં પણ પાળશે રે લોલ.
જાગશે મેવાડી ભડવીર પ્રતાપનાં પણ ઘણાં રે લોલ,
માજી એને યુગયુગના અપવાસ, કરશે પારણાં[4] રે લોલ.
જાગશે શિવાજીનાં સૈન્ય ધરતી ધ્રુજાવશે રે લોલ.
જીતશે કૂડકપટનાં ખેલ કૂડ ત્યાં ધુળ થશે રે લોલ.
માજી તારી કૂખનાં કીર્તિગાન ગૌરવ ગાજશે લોલ,
માજી તારાં ફૂલમલ પીશે દૂધ, દૂધ દીપાવશે રે લોલ.

---

૧ નક્ષત્રનું નામ. ૨ ગર્વથી ગાજશે. ૩ કૃષ્ણ. ૪ અપવાસ પછીનું ભોજન.

મંદ મૃદુ હિમાળાના વાયુ ઉત્તરના વાયા જશે રે લોલ,
માજી જશે રોગ શોકના થોક શીતળતા શાંતિ થશે રે લોલ.
ઝરશે અમીઝરણાં વરસાદ ભૂમિ ભિંજાવશે રે લોલ,
ક્યારડે કલ્પતરૂનો[5] પાક કણુના કળશી થશે રે લોલ.
માજી એવા મોંમાંગ્યા વરસાદ કુંદનના[6] વરસશે રે લોલ,
આવતી સાગરિયાની છોળ રતનચોક[7] રેલી જશે રે લોલ.
માજી તારો ભાગ્યસવિતા ભર્ગ[8] સિંચતો ચડતો જશે રે લોલ,
પ્રભુના શરદપુનમના ચંદ્ર સમો મધ્ય સ્થંભી જશે રે લોલ.
માજી તારૂં ભારત બનશે સ્વર્ગ નંદનવન ઝાંખા થશે રે લોલ.
માજી તારો જય જય જય જયકાર જગત ત્રણુ ગાજશે રે લોલ.

શ્રી વિહારી.




૫ કલ્પવૃક્ષ–મનમાન્યો. ૬ સોનાના. ૭ રત્નોથી ભરેલો ચોક.
૮ પ્રકાશ.

# સાંકળિયું.



છપાવી પ્રસિદ્ધ કરનાર:-ઇશ્વરલાલ મૂળચંદ વીમાવાળા
ગાંડીવ સાહિત્ય મંદિર, કેળાંપીઠ-સુરત.

છાપનાર:-ગોવિંદજી ડાહ્યાભાઈ નાયક
શ્રી અનાવિલ પ્રીન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ-સુરત.



